


# શ્રી ગીતા સંકલન

શ્રીમદ્ ભગવદ્ ગીતામાંથી
ભગવાન્ શ્રી રમણ મહર્ષિએ
ચૂંટી કાઢેલા ૪૨ શ્લોકો

મૂલ્ય ૨ આના

# શ્રી ગીતા સંકલન

શ્રીમદ્ ભગવદ્ ગીતામાંથી
ભગવાન્ શ્રી રમણ મહર્ષિએ
ચૂંટી કાઢેલા ૪૨ શ્લોકો




પ્રકાશક :
શ્રી નિરંજનાનંદ સ્વામી
સર્વાધિકારી : શ્રીરમણાશ્રમ
તિરૂવણ્ણામલ્લૈ : દક્ષિણ ભારત

૧૯૪૦ [ મૂલ્ય ૨ આના

# धन्यवाद:

अहोभाग्यं पुरा गीतां
योऽत्रदच्छ्रीपतिः स्वयम् ।
अद्य श्रीरमणोभूत्वा
गीतासारं ददौ स नः ॥

પૂર્વે ગીતા અહોભાગ્યે,
પ્રબોધી કેશવે સ્વયમ્
તે શ્રીરમણના રૂપે,
ગીતાસાર દિધે હવે

આપણા દેશમાં બે મહાપુરુષો છે. એક શ્રી રમણ મહર્ષિ અને બીજા પૂ. ગાંધીજી.

શ્રી મહર્ષિ આપણને શાંતિ આપે છે; પૂ. ગાંધીજી કોઇને પણ શાંતિથી બેસવાં દેતા નથી. બન્ને એક જ હેતુસર—હિંદુસ્થાનની આધ્યાત્મિક મુક્તિ માટે—એમ કરે છે.

'શ્રીમતી સરોજીની નાયડુ



ભગવાન શ્રી રમણ મહર્ષિ

# આમુખ

શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૭૦૦ શ્લોકોમાંથી એક ભક્ત માટે ભગવાન્ શ્રી રમણ મહર્ષિએ ચૂંટી કાઢેલા ૪૨ શ્લોકો આ પુસ્તિકામાં છપાયેલા છે. એ શ્લોકોના આ નવા અનુક્રમમાં ખાસ મહત્ત્વ સમાયેલું છે. ૪૨ શ્લોકોનું આ સંકલન, એક સળંગ, એકધારો અને શાશ્વત સંદેશો રજૂ કરે છે.

આ પુસ્તિકામાં શ્લોકોની પસંદગી ભગવાન શ્રી રમણ મહર્ષિની, ગુજરાતી સમશ્લોકો પૂ. શ્રી. કિશોરલાલ મશરૂવાળાના અને ગુજરાતી ભાષાંતર મહાત્મા ગાંધીજીનું હોઈ, ત્રિવેણીસંગમ થવા પામ્યો છે એ સદ્ભાગ્યની વાત છે.

નાશવંત અને અત્યંત શોકપૂર્ણ દેખાતા એવા આપણા આ જીવનમાં જે શાશ્વત સત્ય પ્રાપ્ત કરવાનું

છે તે કયું ? આ પ્રશ્ન પ્રસ્તુત સંકલનના પ્રારંભિક શ્લોકમાં સ્પષ્ટપણે સમાયેલો છે. સત્યને ન જાણતો હોવાથી સંતપ્ત, દુઃખિત તેમજ નિરાશ થયેલા ઉત્કટ મુમુક્ષુની અંતરબાહ્ય દશા એ શ્લોકમાં પ્રગટ થાય છે. ગીતા એવા મનુષ્યને બુદ્ધિયોગનો સનાતન સંદેશો સુણાવે છે કે 'આત્માને ઓળખ" આ સંદેશો વાંચકને ગળે સોંસરો ઊતરે એટલા ખાતર ભગવાન્ શ્રી રમણ મહર્ષિએ આ શ્લોકો પસંદ કર્યા છે અને તે સર્વ પુસ્તિકામાં અપાયેલા ખાસ નવા ક્રમમાં ગોઠવવામાં આવ્યા છે. એ શ્લોકોમાં દેખીતો ભાર તો જ્ઞાન અને ભક્તિમાર્ગો પર છે, પણ હકીકતે, જે એ બન્નેમાંથી એકે માર્ગે ચાલવાનો ગુણ ધરાવે, તે અવશ્ય સર્વોત્તમ કર્મયોગી હોવાનો જ. શ્રી મહર્ષિના શબ્દોમાં કહીએ તો વસ્તુતઃ જ્ઞાની જ સારો કર્મયોગી થઇ શકે.

ગુફાઓમાં અને વનમાં એકાંત વાસ કરવો એટલે કે આપણા બહારના વાતાવરણમાં જ ફેરફાર

કરવો એ, વસ્તુતઃ આધ્યાત્મિક સત્યના શોધનની અનિવાર્ય જરૂરિયાત નથી. એ સત્યની શોધ તત્ત્વતઃ તો પોતાના અંતઃકરણમાં જ કરવાની છે; બહારના વિચારમાંથી મનને ખેંચી લઇને તેના મૂળ સ્વરૂપ—શુદ્ધ સત્તાત્મક 'અહમ્'—પ્રત્યે જવાથી થાય છે. ક્ષેત્રજ્ઞ એવો જે પોતાનો અમર આત્મા તેને સર્વ ભૂતોમાં વસેલા સ્વયં પરમાત્મા સાથે એકરૂપપણે ઓળખવો એ જ સાચું જ્ઞાન છે. (શ્લો. ૨-૪) તે અજન્મ, નિત્ય, શાશ્વત, પુરાણ સત્ય છે; શરીરના હણાવાથી તે હણાતો નથી; તે એટલો બધો સૂક્ષ્મ છે કે પંચતત્વોની અસરથી તે અલિપ્ત છે. તે અવ્યય અને સર્વવ્યાપક, અદ્વિતીય અને વિશ્વવ્યાપી છે. સ્વયંપ્રકાશ આત્મા વડે જ બીજું બધું જાણી શકાતું હોવાથી સૂર્ય, ચંદ્ર કે અગ્નિ તેને પ્રકાશી શકતા નથી.

આવું સનાતન સત્ય એ જ દેહીનું ખરૂં સ્વરૂપ છે; નહિ કે મરણ અને રોગને આધીન એવું સ્થૂળ

શરીર અથવા ગુણોને આધીન એવું મન. (શ્લોક ૨–૧૧) આ દશ શ્લોકોમાં વર્ણવેલા આત્માના સ્વરૂપનું ઊંડું ચિંતન અને તેના મર્મનો નિદિધ્યાસ મનને ઉર્ધ્વગામી કરે છે અને સાધકની જીવન પરત્વેની દૃષ્ટિને ઉન્નત બનાવે છે, તેના નૈતિક વિકાસને રુંગળાવનારા ખોટા મોહોમાંથી તેને મુક્ત કરે છે અને સમસ્ત જીવનને અખંડ જોવાની તેને દૃષ્ટિ અર્પે છે.

જેઓ આ રીતે આત્માની નિર્ગુણ સર્વોપરિ સત્તાને ઓળખે છે તેઓ આ માયાવી જીવનમાં ફરી ઊતરતા નથી, કારણ કે મનના સર્વ દોષોને જીતીને જ તેઓ આ સ્થિતિ પ્રાપ્ત કરે છે. (શ્લો. ૧૩).

આધ્યાત્મિક સત્યની ઝાંખી થાય નહિ ત્યાંસુધી શ્રદ્ધાવાન મુમુક્ષુએ સૂક્ષ્મ વાસનાના તરંગોને વશ ન થતાં શાસ્ત્રોના નૈતિક આદેશોનું નિષ્ઠાપૂર્વક પાલન કરવું જોઇએ. જે મનુષ્ય કર્તવ્યની ભાવનાને તજીને વાસનાઓની દોરવણીથી કર્મો કરે છે અને

છતાં શાંતિ અને સુખ મેળવવાની આશા સેવે છે તેનો ભ્રમ સત્વર ભાંગી જશે; કારણ કે વાસના કદિ તૃપ્ત થતી જ નથી. જેમ તેને વધારે પોષવામાં આવે તેમ તેની ભૂખ વધારે જાગે છે. અતૃપ્તિ અને અપૂર્ણતાની નિત્ય નિરંતર વધતી જતી વેદના, જેને પરિણામે ઇચ્છાઓની દેખીતી જ તૃપ્તિ થાય છે, તેને કારણે તે સદાયે દુઃખી ને અસંતોષી જ રહે છે. આત્મકામનું પરં સુખ તેને માટે નથી. (શ્લો. ૧૪) સર્વે નાશવંત પ્રાણીઓને વિષે અવિનાશી પરમેશ્વરને સમભાવે રહેલો જે જાણે છે તે જ સત્ય ઓળખી શકે છે અને તે જ શાંતિ મેળવે છે. (શ્લો. ૧૫).

હૃદયમાં આત્માથી અભિન્નપણે વસતા અદ્વિતીય પરમાત્માનું જ્ઞાન, તેનું દર્શન અને તેનામાં તત્ત્વતઃ પ્રવેશ કેવળ તેની અનન્ય ભક્તિથી જ શક્ય છે અને અવિચળ શ્રદ્ધા હોય તો જ આવી ભક્તિ ઉત્પન્ન થાય છે. ઉત્કટ શ્રદ્ધા વિના દૃઢ સાધના થઇ થઇ શકતી નથી. (શ્લો. ૧૬).

મનુષ્યનો સ્વભાવ એવી રીતનો બંધાયેલો છે કે તેને એક યા બીજા પ્રકારની શ્રદ્ધાની જરૂર પડે છે જ. તેનાં કર્મો ગમે તેવાં હોય પણ શ્રદ્ધા પર નિર્ભર એવી કોઇ ભૂમિકાના આધાર પર જ તેને ચાલવું પડે છે, ભલે એવી શ્રદ્ધા તેનામાં અજાણપણે ઊગી હોય. આ પ્રમાણે સામાન્ય મનુષ્યમાં અજાણ-પણે એવી શ્રદ્ધા બંધાયેલી હોય છે કે પૈસા અને ઐહિક લાભ તેને સુખ આપશે અને એ શ્રદ્ધા તેના જીવનનું નિયમન કરે છે. પણ તેથી ઊલટું, કોઈને જો એવી શ્રદ્ધા હોય કે પોતે સ્વીકારેલા આધ્યાત્મિક આદર્શોને સમર્પણ કરેલું જીવન જ જીવવાયોગ્ય છે તો તેનાં કર્મોનો પ્રવાહ સાવ નિરાળો બને છે અને પોતાને જે આદર્શોમાં શ્રદ્ધા હોય છે તેમાં તે તન્મય થઇ જાય છે. આ પ્રમાણે "यच्छ्रद्धः स एव सः।" સૂત્રનું તાત્પર્ય છે. (શ્લો. ૧૭).

આદર્શોના નિષ્ઠાપૂર્વક સેવનમાં ઉત્કટ શ્રદ્ધા હોવાથી, બીજી કોઇ રીતે વશ ન થાય તેવું ચંચળ

મન અને બંડખોર ઇંદ્રિયો સહેલાઇથી વશમાં લાવી શકાય છે. તેથી ઊલટું, ઉત્કટ મુમુક્ષુના આધ્યાત્મિક પ્રયાસોમાં તરવરતી આવી જીવંત શ્રદ્ધાની કસોટી, તેણે મન અને ઇંદ્રિયો પર મેળવેલા નિગ્રહ પરથી થાય છે. તીવ્ર શ્રદ્ધા દ્વારા જે જિતેંદ્રિય બનેલો છે તેને આત્માના સ્વરૂપભૂત સાચું સુખ અંતઃકરણમાં જ છે એવી બુદ્ધિ પ્રાપ્ત થાય છે અને તે સુખ અનુભવી તે શીઘ્ર પરમ શાંતિ મેળવે છે. (શ્લો. ૧૮)

એવા જે અખંડ આત્મયોગી છે અને પરમેશ્વરને પ્રેમપૂર્વક ભજે છે તેઓને જ બુદ્ધિ મળે છે. પણ પ્રપત્તિ (ભકિત) વિના બુદ્ધિ અશક્ય છે અને પ્રપત્તિ વડે જ ભગવાનનો અનુગ્રહ મેળવી શકાય છે. એનો અનુગ્રહ હોય તો જ આપણો પ્રયત્ન સફળ થાય છે. (શ્લો. ૧૯)

પ્રપત્તિ શું છે અને શા માટે તેની જરૂર છે એ જેણે જાણ્યું છે તેણે કુરૂક્ષેત્રનું યુદ્ધ અર્ધું જીત્યું છે.

મંદ શ્રદ્ધાળુ નહિ પણ શ્રદ્ધા અને નિષ્ઠારૂપી અભેદ્ય કવચધરો જ પ્રપત્તિ કરી શકે છે. પ્રપત્તિ વિના એકે સદ્ગુણ મળી શકતો તથી અને પ્રપત્તિ હોય તો બીજા બધા સદ્ગુણો આવી મળે છે. જેવી રીતે અજ્ઞાનમાંથી જન્મેલો ગર્વ દૃષ્ટિને ઢાંકી દે છે અને અંધકાર અને વિનાશને પંથે ઘસડી જાય છે, તેવી રીતે વિવેકજન્ય પ્રપત્તિ બુદ્ધિયોગ આપે છે અને જ્ઞાન તથા મોક્ષ પમાડે છે. જ્ઞાન તે જ આત્મા અને આત્મસાક્ષાત્કાર તે જ મોક્ષ. (શ્લો. ૨૦–૨૧).

વિવેકદ્વારા જીજ્ઞાસુને આત્માનું જ્ઞાન થાય છે. દેહીને ઇંદ્રિયો, મન અને બુદ્ધિરૂપી સાધનો મળેલાં છે પરંતુ દેહી પોતે તે સાધનોથી પર છે. ઇંદ્રિયો ખરેખર બળવાન છે નાનીશી આંખ હજારો ગાઉ દૂર આવેલો વિશાળ વિસ્તારવાળો ગ્રહ જોઇ શકે છે. મન માણસને ઇંદ્રિયોદ્વારા કળાની દૃષ્ટિ આપે છે અને તેને માટે એક નવી કળામય સૃષ્ટિ રચે છે.

તેની બુદ્ધિ તેની સમક્ષ કુદરતના ભેદો ખુલ્લા કરે છે અને તેને માટે વિજ્ઞાનનું જગત્ રચે છે. પરંતુ કળા કે વિજ્ઞાન આપી શકે તે બધાથી દેહી ચડિયાતો છે. તે ઇંદ્રિયો, મન અને બુદ્ધિ કરતાં અતિશય વધારે બળવાન છે. આ જાણવું એનો અર્થ એવો નથી કે ગર્વ કરવો અને અહંકારી બનવું, પરંતુ તેનો અર્થ એવો છે કે પ્રપન્ન થઇ બુદ્ધિથી પર એવા સત્યની શોધ કરવી. કારણ કે માણસ આત્માને ખોઇને આખું જગત્ મેળવે તોયે શું ?

આથી મનુષ્યે ઇંદ્રિયો, મન અને બુદ્ધિથી પર એવું જ્ઞાન મેળવવા પ્રયાસ કરવો જોઇએ. વાસનારૂપી પોતાના બલિષ્ઠ શત્રુને તે કાબૂમાં લાવે તો તેને જીવન દરમ્યાન જ મહાન્ પ્રાપ્તિઓ થશે. કારણ, વાસના ભારે ભારે લલચાવનારાં સ્વરૂપો ધારણ કરી, મનુષ્યને સત્યના માર્ગથી ચલિત કરે છે અને સુખી કરવાનો દેખાવ કરી, તેને ઇંદ્રિયોનો ગુલામ બનાવી દે છે. નિર્દોષ

અને ઉપર ઉપરથી ઉદાત્ત દેખાય તેવી લાગણી પેદા કરીને તે વાસના ભલભલા ચતુર માણસોને યે અવળે માર્ગે ચડાવી દે છે અને દગાબાજ દોસ્તની જેમ તેઓને વિનાશ તરફ ઘસડી જાય છે. માટે આત્મા જોડે મનનો સંપૂર્ણ યોગ કરવાથી જ જીતી શકાનારા આ પ્રાણઘાતક વાસનારૂપી શત્રુથી સાવધ રહો. (શ્લો. ૨૨-૨૩) આ રીતે આધ્યાત્મિક આદેશોનું, તીવ્ર શ્રદ્ધા અને ભક્તિપૂર્વક તથા નિર્વાસનિક થઇને પાલન કરવાથી તીવ્ર મુમુક્ષુ પૂર્ણ પદ અને આત્મ સાક્ષાત્કારનો પરમ આનંદ પામે છે.

મનનો સંપૂર્ણ નિગ્રહ, આત્મા જોડે મનનો યોગ કરવાથી જ થઇ શકે છે. આધ્યાત્મિક માર્ગ ગ્રહણ કરીને જે આવો નિગ્રહ સાધવા ઇચ્છે છે તેણે પ્રથમ તો સદાયે આત્મામાં સ્થિરવાસ કરનાર અને પોતાના પ્રત્યેક કર્મમાં સમ્યગ્ જ્ઞાનનો પરિચય કરાવનારા તથા ચોમેર આનંદમય શાંતિ

ફેલાવનારા સદ્ગુરુ (જ્ઞાની) નો આશ્રય લેવો જોઇએ. તેના કૃપાપૂર્ણ સાન્નિધ્યમાં સાચો મુમુક્ષુ સહેલાઈથી, સામાન્ય બુદ્ધિથી પર એવી શાંતિની ઝાંખી કરે છે. (શ્લો. ૨૪–૨૬)

આ રીતે પ્રેરણા મેળવીને, સાધકે મનને આત્મામાં જ જોડી દઇ, જ્યાં સુધી પોતે કેવળ સત્તારૂપ થઇ ન રહે ત્યાં સુધી પ્રત્યેક બહિર્મુખ વિચારને કાઢી નાખવારૂપી મનોનિગ્રહનો ખંતપૂર્વક અભ્યાસ કરવો. જેટલા પ્રમાણમાં તે પોતાની ઇંદ્રિયો, મન અને બુદ્ધિનો સંયમ સાધી શકશે તેટલા જ પ્રમાણમાં તે મુકિતનો અવર્ણ્ય આનંદ માણી શકશે. કેવળ આત્મામાં જ સ્થિર રહેવાના આવા અભ્યાસથી તેને પ્રતીતિ થાય છે કે જે મુકિત માટે તે ખંત-પૂર્વક પ્રયાસ કરે છે તે તો તેનો સ્વભાવ જ છે. આમ તે શીઘ્ર જ્ઞાનદૃષ્ટિ પામે છે અને તેના વડે તે આત્માને સર્વે ભૂતોમાં અને સર્વે ભૂતોને આત્મામાં જુએ છે. (શ્લો. ૨૭–૩૦)

આવી અનન્ય ભકિત વડે, સાધક અંદર, બહાર અને સર્વત્ર વસતા ઈશ્વરમાં નિત્યયુકત રહે છે. તે કર્મ કરવા છતાં એ કર્મથી તે લેપાતો નથી. તે સર્વ સંગોથી મુકત બની અળગો રહે છે અને તેના યોગક્ષેમનો ભાર ઈશ્વર જ ઉપાડે છે. (શ્લો. ૩૧–૩૩) જેનું મન કામનારહિત થયું છે, જે 'હું' અને 'મારૂં'ની ભાવનાથી મુકત છે અને જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા તથા જે લોકોથી ઉદ્વેગ નથી પામતો તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે. તેને સર્વત્ર ભગવાનનાં દર્શન થતાં હોવાથી તે પ્રાણીમાત્રને ચાહે છે અને મિત્ર તેમજ શત્રુ પ્રત્યે સમદર્શી હોય છે. તે પ્રત્યેક વસ્તુને આત્મામાં અને આત્માને પ્રત્યેક વસ્તુમાં જૂએ છે; જેથી તે આત્મામાં જ રમે છે, આત્માથી જ તૃપ્ત રહે છે અને આત્મામાં જ સંતોષ માને છે. તે શુદ્ધ આત્મસત્તાની સ્થિતિમાં જ રહે છે અને તેનાં બધાં કર્મો તેની અપાર અને સર્વગ્રાહી અંતર્ગત કૃપાળુતા જ સ્થૂળપણે પ્રગટ કરે છે; તેવો યોગી

કર્મોથી બંધાતો નથી. (શ્લો. ૩૪–૪૦)

ઉપરોક્ત પરમ પદ પામવાનો એકમાત્ર માર્ગ હૃદયમાં આત્મા તરીકે વસતા ભગવાનની સંપૂર્ણ શરણાગતિનો જ છે, જેના અનુગ્રહથી જ પરમ શાંતિ અને સનાતન ધામની પ્રાપ્તિ થાય છે. (શ્લો. ૪૧–૪૨)

ભગવાન શ્રી રમણ મહર્ષિએ પ્રસન્ન થઈ શ્રીમદ્ ભગવદ્ ગીતાના આવા અમર સંદેશાનો સંક્ષિપ્ત સાર જનતાને બક્ષ્યો છે, જે તેમની કૃપાથી આપણે સૌ ઝીલી શકીએ અને શાંતિ પામીએ એ જ પ્રાર્થના.

श्री रमणार्पणमस्तु ।

बटुर्वा गेही वा यतिरपि जटी वा तदितरो
नरो वा यः कश्चिद्भवतु भव किं तेन भवति ।
यदीयं हृत्पद्मं यदि भवदधीनं पशुपते
तदीयस्त्वं शंभो भवसि भवभारं च वहसि ॥

**અર્થ** : મનુષ્ય બ્રહ્મચારી હોય, ગૃહસ્થ હોય, સંન્યાસી હોય, જટાધારી હોય અથવા ગમે તે હોય તેથી શું? હે જગદીશ્વર શંભો! પોતાનું હૃદયરૂપી પદ્મ તારે ચરણે ધરનારને તું આધીન થઇ જાય છે અને તેનો ભવભાર તું જ વહે છે.

[ शिवानंद लहरी श्लो. ११ ]

# श्री गीता संकलन

**सञ्जय उवाच—**

**तं तथा कृपयाऽऽविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।**
**विषीदन्तमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥**

સંજય બોલ્યા–

૧ કૃપાના વેગથી ખિન્ન, આંસુથી વ્યગ્રદૃષ્ટિના
પ્રાર્થ પ્રત્યે કહ્યાં આવાં વચનો મધુસૂદને. [૨–૧]

**અર્થ:** આમ કરુણાથી દીન થઇ ગયેલા અને અશ્રુ-પૂર્ણ વ્યાકુળ નેત્રોવાળા દુઃખી અર્જુન પ્રત્યે મધુસૂદને આ વચન કહ્યાં.

**श्रीभगवानुवाच—**

**इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।**
**एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥ २ ॥**

શ્રી ભગવાન બોલ્યા–

૨ ક્ષેત્ર એ નામથી જ્ઞાની કહેતા આ શરીરને;
ક્ષેત્રજ્ઞને જાણનારો જે, તેને ક્ષેત્રજ્ઞ તે કહે. [૧૩–૧]

**અર્થ** : હે કૌન્તેય ! આ શરીર તે ક્ષેત્ર કહેવાય છે, અને એને જે જાણે છે તેને તત્વજ્ઞાનીઓ ક્ષેત્રજ્ઞ કહે છે.

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥

૩ વળી ક્ષેત્રજ્ઞ તો જાણુ મને જ સર્વ ક્ષેત્રમાં;
ક્ષેત્રક્ષેત્રજ્ઞનું જ્ઞાન, તેને હું જ્ઞાન માનતો. [૧૩-૨]

**અર્થ**: અને હે ભારત! બધાં ક્ષેત્રો—શરીરો—ને વિષે રહેલા મને ક્ષેત્રજ્ઞ જાણુ. ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞના ભેદનું જ્ઞાન તે જ્ઞાન છે એમ મારો અભિપ્રાય છે.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥ ४ ॥

૪ હું જ આત્મા રહ્યો સર્વ ભૂતોનાં હૃદયો વિષે;
આદિ, મધ્ય તથા અંત, હું જ છું ભૂતમાત્રનાં.
[૧૦-૨૦].

**અર્થ**: હે ગુડાકેશ! હું બધાં પ્રાણીઓના હૃદયને વિષે રહેલો આત્મા છું. હું જ ભૂતમાત્રનો આદિ, મધ્ય અને અંત છું.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ ५ ॥

૫ જન્મ્યાનું નિશ્ચયે મૃત્યુ, મૂઆનો જન્મ નિશ્ચયે;
માટે ઉપાય ના તેમાં તારો શોક ઘટે નહિ. [૨-૨૭]

**અર્થ:** જન્મેલાને મૃત્યુ અને મરેલાને જન્મ અનિવાર્ય છે. તેથી જે અનિવાર્ય છે તેનો શોક કરવો યોગ્ય નથી.

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यश्शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ ६ ॥

૬ ન જન્મ પામે, ન કદાપિ મૃત્યુ,
ન્હોતો ન તે, કે ન હશે ન પાછો;
અજન્મ. તે નિત્ય, પુરાણ, શાશ્વત
હણ્યે શરીરે ન હણાય તે તો. [૨-૨૦].

**અર્થ:** આ કદી જન્મતો નથી, મરતો નથી; આ હતો અને હવે પછી થવાનો નથી એવું યે નથી; તેથી તે અજન્મા છે, નિત્ય છે, શાશ્વત છે, પુરાતન છે; શરીરનો નાશ થવાથી તેનો નાશ થતો નથી.

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ ७ ॥

૭ છેદાય ના, બળે ના તે, ન ભીંજે, ન સુકાય તે;
સર્વવ્યાપક એ નિત્ય, સ્થિર, નિશ્ચળ, શાશ્વત.
[૨-૨૪].

**અર્થ** : આ છેદી શકાતો નથી, બાળી શકાતો નથી, આ નિત્ય છે, સર્વગત છે, સ્થિર છે, અચળ છે અને સનાતન છે.

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ ८ ॥

૮ જાણજે અવિનાશી તે જેણે વિસ્તાર્યું આ બધું;
તે અવ્યય તણો નાશ કોઇ યે ના કરી શકે.
[૨-૧૭].

**અર્થ** : જે વડે આ અખિલ જગત વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણજે. આ અવ્યયનો નાશ કરવા કોઇ સમર્થ નથી.

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ ९ ॥

૯ અસત્યને ન અસ્તિત્વ, સત્યનો ન વિનાશ છે;
તેમનો બેઉનો સાર નિહાળ્યો તત્વદર્શિએ
[૨-૧૬].

**અર્થ** : અસત્‌ની હસ્તી નથી, ને સત્‌નો નાશ નથી. આ બન્નેનો નિર્ણય જ્ઞાનીઓએ જાણ્યો છે.

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥१०॥

૧૦ સૂક્ષ્મતા કારણે વ્યોમ સર્વવ્યાપી અલિપ્ત રહે;
દેહમાં તેમ સર્વત્ર વસી આત્મા અલિપ્ત રહે.
[૧૩-૩૨].

**અર્થ** : જેમ સૂક્ષ્મ હોવાથી સર્વવ્યાપી આકાશ લેપાતું નથી, તેમ સર્વ દેહને વિષે રહેલો આત્મા લેપાતો નથી.

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ ११ ॥

૧૧ સૂર્ય તેને પ્રકાશે ના, ચંદ્ર ના, નહિ અગ્નિ યે;
જ્યાં પો'ચી ના ફરે પાછા, મારૂં તે ધામ ઉત્તમ.
[૧૫–૬].

**અર્થ** : ત્યાં સૂર્યને, ચન્દ્રને કે અગ્નિને પ્રકાશ આપવાપણું નથી હોતું. જ્યાં જનારને ફરી જન્મવું નથી પડતું એ મારૂં પરમ ધામ છે.

अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥ १२ ॥

૧૨ જેને અક્ષર, અવ્યકત, કહે તે જ પરંગતિ
જે પામ્યે ના ફરે ફેરા, મારૂં તે ધામ છે પરમ.
[૮–૨૧].

**અર્થ** : જે અવ્યકત, અક્ષર (અવિનાશી) કહેવાય છે તેને જ પરમ ગતિ કહે છે. જેને પામ્યા પછી લોકોને પુનર્જન્મ નથી થતો તે મારૂં પરમ ધામ છે.

निर्मानमोहा जितसङ्गदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥ १३ ॥

૧૩ નિર્માન, નિર્મોહ, અસંગવૃત્તિ,
અધ્યાત્મનિષ્ઠા નિત, શાંતકામ;
છૂટેલ દ્વંદ્વે સુખ-દુઃખ રૂપી,
અમૂઢ તે અવ્યય ધામ પામે.[૧૫-૫].

અર્થ : જેણે માન મોહનો ત્યાગ કર્યો છે, જેણે આસકિતથી થતા દોષોને દૂર કર્યા છે, જે આત્મામાં નિત્ય નિમગ્ન છે, જેના વિષયો શમી ગયા છે, જે સુખ દુઃખ-રૂપી દ્વન્દ્વોથી મુકત છે તે જ્ઞાની અવિનાશી પદને પામે છે.

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥१४॥

૧૪ છોડીને શાસ્ત્રનો માર્ગ, વર્તે સ્વચ્છંદથી નર,
નહિ તે સિદ્ધિને પામે, ન સુખે, ન પરંગતિ.
[૧૬-૨૩].

અર્થ : જે મનુષ્ય શાસ્ત્રવિધિને છોડીને સ્વેચ્છાએ ભોગોમાં રાચે છે તે નથી સિદ્ધિ મેળવતો, નથી સુખ મેળવતો, નથી પરમ ગતિ મેળવતો.

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति॥१५॥

૧૫ સમાન સર્વ ભૂતોમાં રહેલા પરમેશ્વર;
અનાશી નાશવંતોમાં, તે દેખે તે જ દેખતો.
[૧૩-૨૭].

અર્થ : સર્વ નાશવંત પ્રાણીઓને વિષે અવિનાશી પરમેશ્વરને સમભાવે રહેલો જે જાણે છે તે જ તેને જાણનાર છે.

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ १६ ॥

૧૬ અનન્ય ભકિતએ, પાર્થ, આમ તત્વથી શકય છે,
જાણવો, દેખવો તેમ પ્રવેશો મુજમાં થવો.
[૧૧-૫૪].

અર્થ : પણ હે અર્જુન! હે પરંતપ! મારે વિષે એવું જ્ઞાન, એવાં મારાં દર્શન અને મારામાં વાસ્તવિક પ્રવેશ કેવળ અનન્ય ભકિતથી શકય છે.

सत्त्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः ॥१७॥

૧૭ જેવું જે જીવનું સત્ત્વ, શ્રદ્ધા તેવી જ તે વિષે;
શ્રદ્ધાની પ્રતિમા દેહી, જે શ્રદ્ધા તે જ તે બને.
[૧૭–૩].

અર્થ : હે ભારત! બધાની શ્રદ્ધા પોતાના સ્વભાવને અનુસરે છે. મનુષ્યને કંઈક ને કંઈક શ્રદ્ધા તો હોય જ. જેવી જેની શ્રદ્ધા તેવો તે થાય છે.

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥१८॥

૧૮ મેળવે જ્ઞાન શ્રદ્ધાળુ, જે જિતેંદ્રિય, તત્પર;
મેળવી જ્ઞાનને પામે શીઘ્ર પરમશાંતિને.
[૪–૩૯].

અર્થ : શ્રદ્ધાવાન, ઇશ્વરપરાયણ, જીતેન્દ્રિય પુરૂષ જ્ઞાન પામે છે અને જ્ઞાન પામીને તુરત પરમ શાન્તિ મેળવે છે.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥ १९ ॥

૧૯ એવા અખંડ યોગીને, ભજતા પ્રીતિથી મને,
આપું તે બુદ્ધિનો યોગ, જેથી આવી મને મળે.
[૧૦–૧૦].

**અર્થ** : એમ મારામાં તન્મય રહેનાર અને મને પ્રેમપૂર્વક ભજનારને હું જ્ઞાન આપું છું ને તેથી તેઓ મને પામે છે.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥ २० ॥

૨૦ ધરીને કરૂણા તેની અજ્ઞાન તમને હણું,
રહેલો આત્મભાવે હું તેજસ્વી જ્ઞાનદીપથી.
[૧૦–૧૧].

**અર્થ** : તેમની ઉપર દયા લાવીને તેમના હૃદયમાં રહેલો હું જ્ઞાનરૂપી પ્રકાશમય દીવાથી તેમના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરૂં છું.

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥ २१ ॥

૨૧ જ્ઞાનથી નાશ તો પામ્યું નિજ અજ્ઞાન જેમનું;
તેમનું સૂર્ય-શું જ્ઞાન પ્રકાશે પરમાત્મને.
[૫-૧૬].

**અર્થ** : પણ જેમના અજ્ઞાનનો આત્મજ્ઞાન વડે નાશ થયો છે તેમનું તે સૂર્યના જેવું, પ્રકાશમય જ્ઞાન પરમ તત્ત્વનાં દર્શન કરાવે છે

इन्द्रियाणि पराण्याहुरिन्द्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ २२ ॥

૨૨ ઇન્દ્રિયોને કહે સૂક્ષ્મ, સૂક્ષ્મ ઇન્દ્રિયથી મન,
મનથી સૂક્ષ્મ તો બુદ્ધિ, બુદ્ધિથી સૂક્ષ્મ તે રહ્યો.
[૩-૪૨].

**અર્થ** : ઇન્દ્રિયો સૂક્ષ્મ છે, તેથી વધારે સૂક્ષ્મ મન છે, તેથી વધારે સૂક્ષ્મ બુદ્ધિ છે. બુદ્ધિથી પણ અત્યંત સૂક્ષ્મ છે તે આત્મા છે.

एवं बुद्धेः परं बुद्ध्वा सस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ २३ ॥

૨૩ એમ બુદ્ધિ પરે જાણી, આપથી આપ નિગ્રહી,
દુર્જય કામરૂપી આ વેરીનો કર ઘાત તું.
[૩–૪૩].

અર્થ : આમ બુદ્ધિથી પર આત્માને ઓળખીને અને આત્મા વડે મનને વશ કરીને હે મહાબાહો ! કામ-રૂપ દુર્જય શત્રુનો સંહાર કર.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ २४ ॥

૨૪ જેમ અગ્નિ ભભૂકેલો કરે છે ભસ્મ કાષ્ટને,
તેમ બાળી કરે ભસ્મ જ્ઞાનાગ્નિ સર્વ કર્મને.
[૪–૩૭].

અર્થ : હે અર્જુન ! જેમ પ્રગટેલો અગ્નિ બળતણને બાળી નાંખે છે તેમજ જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને બાળી નાંખે છે.

यस्य सर्वे समारम्भाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ २५ ॥

૨૫ જેના સર્વે સમારંભો કામ–સંકલ્પ–હીન છે;
તે જ્ઞાનીનાં બળ્યાં કર્મ જ્ઞાનાગ્નિથી કહે બુધો.
[૪–૧૯]

**અર્થ** : જેના સર્વ આરંભો કામના અને સંકલ્પ વિનાના છે, તેનાં કર્મો જ્ઞાનરૂપી અગ્નિ વડે બળી ગયાં છે; આવાને જ્ઞાની લોકો પંડિત કહે છે.

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥ २६ ।

૨૬ કામ ને ક્રોધથી મુકત, યતિ જે, આત્મનિગ્રહી,
વર્તે તે આત્મજ્ઞાનીને બ્રહ્મનિર્વાણ સૌ દિશે.
[૫–૨૬].

**અર્થ**: જે પોતાને ઓળખે છે, જેણે કામક્રોધ જીત્યા છે, જેણે મનને વશ કર્યું છે એવા યતિઓને સર્વત્ર બ્રહ્મનિર્વાણ જ છે.

शनैः शनैरुपरमेद् बुद्धया धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किञ्चिदपि चिन्तयेत्॥२७॥

૨૭ ધીરે ધીરે કરી શાંત ધૃતિપૂર્વક બુદ્ધિથી,
આત્મામાં મનને રાખી ચિંતવવું ન કાંઇયે.
[૬–૨૫].

**અર્થ** : અડગ બુદ્ધિ વડે યોગી ધીમે ધીમે વિરમે અને મનને આત્મામાં પરોવીને બીજા કશાને વિચાર ન કરે.

यतो यतो निश्चरति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २८ ॥

૨૮ જ્યાં જ્યાંથી ચળી જાય મન ચંચળ, અસ્થિર,
ત્યાં ત્યાંથી નિયમે લાવી આત્મામાં જ નરે વશ.
[૬–૨૬].

**અર્થ** : જ્યાં જ્યાં ચંચળ અને અસ્થિર મન ભાગે ત્યાં ત્યાંથી (યોગી) તેને નિયમમાં આણીને પોતાને વશ લાવે.

**यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः ॥२१॥**

૨૯ ઇંદ્રિયો, મન ને બુદ્ધિ જીત્યાં, મોક્ષપરાયણ,
ટાળ્યાં ઇચ્છા-ભય-ક્રોધ, તે મુનિ મુક્ત સદા.
[૫-૨૮].

**અર્થ** : ઇન્દ્રિય, મન અને બુદ્ધિને વશ કરીને, તથા ઇચ્છા ભય અને ક્રોધથી રહિત થઇને જે મુનિ મોક્ષને વિષે પરાયણ રહે છે તે સદા મુક્ત જ છે.

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ३० ॥**

૩૦ દેખે સૌ ભૂતમાં આત્મા ને સૌ ભૂતોય આત્મમાં;
સર્વત્ર સમદર્શી જે યુક્તાત્મા યોગથી થયો.
[૬-૨૯].

**અર્થ** : બધે સમભાવ રાખનારો યોગી પોતાને ભૂતમાત્રમાં અને ભૂતમાત્રને પોતામાં જુએ છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ ३१ ॥

૩૧ અનંન્ય ચિત્તથી જેઓ કરે મારી ઉપાસના,
તે નિત્યયુકત ભકતોનો યોગક્ષેમ ઉપાડું હું.
[૯–૨૨].

**અર્થ** : જે લોકો અનન્યભાવે મારું ચિંતવન કરતા મને ભજે છે તે નિત્ય મારામાં જ રત રહેલાનાં યોગક્ષેમનો ભાર હું ઉઠાવું છું.

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥३२॥

૩૨ તેમાં જ્ઞાની સદા યોગી, અનન્ય ભકત, તે ચડે;
જ્ઞાનીને હું ઘણો વા'લો, તે યે વા'લો મને, વળી.
[૭–૧૭].

**અર્થ** : તેમનામાં જે નિત્ય સમભાવી એકને જ ભજનારો છે તે જ્ઞાની શ્રેષ્ઠ છે. હું જ્ઞાનીને અત્યન્ત પ્રિય છું અને જ્ઞાની મને પ્રિય છે.

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ ३३ ॥

૩૩ પામી જ્ઞાન ઘણે જન્મે તે આવે શરણે મ'ને
'સર્વ આ બ્રહ્મ' જાણી તે મહાત્મા અતિ દુર્લભ.
[૭–૧૯].

અર્થ : ઘણા જન્મોને અંતે જ્ઞાની મને પામે છે. બધું વાસુદેવમય છે એમ જાણનારો આવો મહાત્મા બહુ દુર્લભ છે.

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥३४॥

૩૪ મનની કામના સર્વ છોડીને, આત્મમાં જ જે
રહે સંતુષ્ટ આત્માથી, તે સ્થિતપ્રજ્ઞ જાણવો.
[૨–૫૫].

અર્થ : હે પાર્થ ! જ્યારે મનુષ્ય મનમાં ઊઠતી બધી કામનાઓનો ત્યાગ કરે છે અને આત્મા વડે જ આત્મામાં સંતુષ્ટ રહે છે ત્યારે તે સ્થિતપ્રજ્ઞ કહેવાય છે.

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ ३५ ॥

૩૫ છોડીને કામના સર્વે ફરે જે નર નિઃસ્પૃહ,
અહંતા–મમતા મૂકી, તે પામે શાંતિ, ભારત.
[૨–૭૧].

અર્થ : બધી કામનાઓને છોડી જે પુરૂષ ઇચ્છા, મમતા અને અહંકારરહિત થઇ વિચરે છે તે જ શાન્તિ પામે છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ ३६ ॥

૩૬ જેથી ના લોકોને ક્ષોભ, જેને ના ક્ષોભ લોકથી;
હર્ષ–ચિંતા–ભય–ક્રોધે છૂટયો જે તે મને પ્રિય.
[૧૨–૧૫].

અર્થ : જેનાથી લોકો ઉદ્વેગ નથી પામતા, જે લોકોથી ઉદ્વેગ નથી પામતો, જે હર્ષ, ક્રોધ, અદેખાઇ, ભય, ઉદ્વેગથી મુક્ત છે, તે મને પ્રિય છે.

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतस्स उच्यते ॥ २७ ॥

૩૭ માનાપમાનમાં તુલ્ય, તુલ્ય જે શત્રુમિત્રમાં;
સૌ કર્મારંભ છોડેલો, ગુણાતીત ગણાય તે.
[૧૪-૫].

**અર્થ**: જેને માન ને અપમાન સરખાં છે, જે મિત્રપક્ષ અને શત્રુપક્ષને વિષે સમભાવી છે અને જેણે સર્વ આરંભોનો ત્યાગ કર્યો છે તે ગુણાતીત કહેવાય છે.

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च सन्तुष्टस्तस्य कार्यं न विद्यते ॥२८ ॥

૩૮ આત્મામાં જ રમે જે તો, આત્માથી તૃપ્ત જે રહે,
આત્મામાં જ સંતુષ્ટ, તેને કો' કાર્ય ના રહ્યું.
[૩-૧૭].

**અર્થ**: પણ જે મનુષ્ય આત્મામાં જ રમનારો છે, જે તેથી જ તૃપ્ત રહે છે અને તેમાં જ સંતોષ માને છે તેને કંઇ કરવાપણું નથી હોતું.

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ ३९ ॥

૩૯ કરે કે ન કરે તેથી તેને કો' હેતુ ના જગે;
કોઇ યે ભૂતમાં તેને કશો સ્વાર્થ રહ્યો નહિ.
[૩-૧૮].

**અર્થ**: કરવા ન કરવામાં તેનો કંઇ જ સ્વાર્થ નથી. ભૂતમાત્રને વિષે તેને કશો અંગત સ્વાર્થ નથી.

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥४०॥

૪૦ સંતુષ્ટ જે મળે તેથી, નિષ્પાપ, દ્વંદ્વમુક્ત જે,
સિદ્ધિઅસિદ્ધિમાં તુલ્ય, તે ન બંધાય કર્મથી.
[૪-૨૨].

**અર્થ**: જે સહજ મળેલું હોય તેથી સંતુષ્ટ રહે છે, જે સુખદુઃખાદિ દ્વંદ્વથી મુક્ત થયો છે, જે દ્વેષરહિત થયો છે, અને જે સફળતા નિષ્ફળતાને વિષે તટસ્થ છે તે કર્મ કરતો છતો બંધાતો નથી.

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥ ४१ ॥

૪૧ વસતો સર્વ ભૂતોનાં હૃદયે પરમેશ્વર,
માયાથી ફેરવે સૌને, જાણે કે યંત્રમાં ધર્યાં.
[૧૮–૬૧].

**અર્થ** : હે અર્જુન! ઇશ્વર બધાં પ્રાણીઓનાં હૃદયમાં વાસ કરે છે, અને પોતાની માયાને બળે ચાક ઉપર ચડેલા ઘડાની જેમ તેમને ચકરચકર ફેરવે છે.

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्तिं स्थानं प्राप्स्यसि शाश्वतम्॥४२

૪૨ શરણે સર્વભાવે જા તેને જ, તદનુગ્રહે,
પામીશ તું પરં શાંતિ વળી, શાશ્વત સ્થાનને.
[૧૮–૬૨].

**અર્થ** : હે ભારત! સર્વ ભાવથી તું તેનું શરણ લે. તેની કૃપા વડે પરમશાન્તિમય અમરપદને પામીશ.

सारोऽयमिह सारस्य गीताया: सुविराजते ।
संगृहीतो भगवता रमणेन महर्षिणा ॥
इमाञ्छ्रद्धयाऽधीते श्लोकान्षट्सप्त संख्यकान् ।
सोऽधिगत्य तु गीतायास्तात्पर्यं सुखमश्नुते ॥

ગીતાના સારનો સાર, ઉત્તમ તત્ત્વબોધ આ,
બેંતાળી શ્લોકમાં ગૂંથ્યો, શ્રી રમણ મહર્ષિએ.
શ્રદ્ધાભક્તિભર્યા ચિત્તે, ધારે આ ઉપદેશ જે,
ગીતાનો મર્મ તે જાણી આત્માનું સુખ મેળવે.

ભગવાન્ શ્રી રમણ મહર્ષિએ સંગૃહીત કરેલો શ્રીમદ્ ભગવદ્ ગીતાનો આ શુભ સાર છે. જેઓ આ ૪૨ શ્લોકોનું શ્રદ્ધાપૂર્વક અને ભક્તિપૂર્વક અધ્યયન કરે છે તેઓ ગીતાનું તાત્પર્ય સમજી જાય છે અને પરિણામે સુખ પામે છે.

ॐ श्री रमणार्पणमस्तु ।

# Sri Ramanasrama Pustakalayam

## (Book Depot)

**Sri Ramanasramam P. O.**

**TIRUVANNAMALAI, SOUTH INDIA**

ENGLISH By Devotees **Postage extra.**

Rs-a.p.

**Self-Realization** or Life and Teachings of Sri Ramana Maharshi (Third Edition) 1—4—0

**Who am I?** Oral Teachings of Sri Raman Maharshi translated. 4th Edition ... 0—2—0

**Sat-Darshana Bhashya** and Talks with Maharshi. Free Sanskrit rendering of Sri Ramana Maharshi's Tamil *Ulladu Narpadu* (with translation and commentary in English) Calico ... ... ... 1—0—0

**Upadesa Saram** (Translated from Maharshi's Tamil *Upadesa Saram*) Third Edition Wrapper ... ... ... 0—4—0

Board ... ... ... 0—6—0

**Five Hymns to Sri Arunachala** (Translated from the Tamil Original of Sri Ramana Maharshi) Second and Revised Edition ... ... ... ... ... 0—4—0

**Sri Ramana Gita** Translated (Board) ... 0—4—0

Do (Calico) ... 0—6—0

**Truth Revealed** Translation of Maharshi's *Ulladu Narpadu* with Supplement.... ... 0—3—0

# શ્રી રમણાશ્રમ પુસ્તકાલય

## સંસ્કૃત પુસ્તકો

| | રૂ. આ. પા. |
|---|---|
| **ઉપદેશ સાર:** શ્રી રમણ મહર્ષિ રચિત ... | ૦–૦–૬ |
| ,, ભાષ્યસહિત ... | ૦–૧–૦ |
| **સદ્દર્શનમ્ સભાષ્યમ્:** શ્રી રમણ મહર્ષિ કૃત ગ્રંથનો ગણપતિ મુનિએ કરેલો ભાષ્યસહિત અનુવાદ ... ... ... ... | ૦-૧૨-૦ |
| **શ્રી રમણ ગીતા**... ... ... ... | ૦–૪–૦ |

## ગુજરાતી

| | |
|---|---|
| **ઉપદેશ સાર:** સંસ્કૃત તથા અંગ્રેજી અનુવાદો પરથી સમવૃત્ત ભાષાંતર ... ... ... | ૦–૧–૬ |
| **શ્રી મહર્ષિ**–૧૨૧ ચિત્રો સાથે ... ... | ૦–૮–૦ |
| **હું કોણ?**–શ્રી રમણ મહર્ષિનું આત્મજ્ઞાન ... | ૦–૨–૦ |
| **શ્રી ગીતા સંકલન:** શ્રીમદ્ ભગવદ્ ગીતામાંથી શ્રી રમણ મહર્ષિએ ચૂંટી કાઢેલા ૪૨ શ્લોકો આમુખ સાથે ... ... ... ... | ૦–૩–૦ |

## મરાઠી

| | રૂ. આ. પા. |
|---|---|
| **પ્રસ્થાનત્રયી** ... ... ... ... | ૧-૪-૦ |

## હિંદી

| | |
|---|---|
| **શ્રી રમણ ચરિતામૃત** ... ... ... | ૧-૧૨-૦ |
| **શ્રી મહર્ષિ**—૧૧૨ ચિત્રો સાથે ... ... | ૦-૮-૦ |

**સૂચના:** (૧) ભગવાન શ્રી રમણ મહર્ષિના નાના મોટા ફોટો પણ મળી શકશે. (૨) રૂ. ૧) થી ઓછા ઑર્ડર વી. પી. થી મોકલવામાં આવશે નહિ. તેને માટે ટપાલની ટિકીટ મોકલવી.

### મળવાનાં ઠેકાણાં:

(૧) શ્રી નિરંજનાનંદ સ્વામી,
સર્વાધિકારી: શ્રી રમણાશ્રમ
શ્રી. રમણાશ્રમ પી. ઓ. તિરૂવણ્ણામલ્લૈ, દક્ષિણ ભારત.

(૨) ઈલા પ્રિન્ટરી,
રાજા બહાદુર કંપાઉંડ, હમામ સ્ટ્રીટ,
કોટ, મુંબઇ

